१४।३१।१८०० २९
७/८/५१

ઈશ્ણાવતીનાં કાવત્રાં

# ષણાવતીનાં કાવત્રાં.

અને

# સ્વર્ગની અદ્દભુત લીલા.


લેખક.

શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર

ઠે. લીમડા ચોક-સુરત.





છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

શા. નાગરદાશ ભગવાનદાશ

બુકસેલર

ઠે. લીમડાચોક સુરત.



સુરત શ્રી 'જૈન' પ્રિન્ટીંગ વર્કસ લીમીટેડમાં

મટુભાઈ ભાઈદાસે છાપી.



કીંમત રૂ. ૦-૧-૦.

# કૃષ્ણાવર્તિનાં કાવત્રાં.

## અને

## સ્વર્ગની અદભુત લીલા.



મનહરપુરી નગરીમાં વિરસેન નામનો રાજા રાજ્ય કરતો હતો આ રાજા અતિશય વૈભવશાળી, પરાક્રમી તેમજ કર્ણ સમાન દાનેશ્વરી અને સુર હતો. આ રાજાને એક પુત્ર કે જેનું નામ. ચંદ્રસેન હતું તેની ઉમર ૨૦ વરસની હતી. આ કુમારના લગન એક ખાનદાન કુળની શુશીલ કન્યા મોહીની સાથે થયાં હતાં. મોહીની એક સાધવી સ્રી હતી લગભગ ત્રણેક માસ થયાં શ્વસુર ગૃહેરહિ પોતાનાં પ્યારા પતિને આનંદ આપતી હતી.

સખત તાપ પાડતો પ્રખર વૈશાખ માસ બેઠો હતો, આજે રાજ્યકુમાર ચંદ્રસેન પોતાનાં પ્યારા મીત્ર જે પ્રધાન પુત્ર ગુણવંત રાય તેને સાથે લઇ સાંયકાળની વખતે મૃગયા રમવા પોતાની નગરીનાં ઉત્તર ભાગ તરફનાં દરવાજા બહાર વિસ્તારવાળાં મેદાનમાં ગયા અને એક મૃગની પાછળ પોતાના માનીતા ઘોડાને છોડયો તે એક નદી આગળ આવીને અટકયો. થાકેલો સ્વાર પોતાનો શીકાર ગુમ થવાથી ક્રોધને આધીન થયલો અને તૃષાતુર હોવાથી ઘોડા ઉપરથી નીચે ઉતરી જળપાન કરીને આમતેમ રમણીય ચાંન્દનીમાં ટહેલવા લાગ્યો, નદી કીનારાનો શીતળ વાયું તેના ક્રોધને સાંત પમાડતો આનંદમય કરતો. અને રીઝવતો હતો. આ નદી કીનારાં ઉપર કોઇ પણ મનુષ્ય અત્યારે હાજર ન હતું.

હવે તે પોતાના મુકામ તરફ પાછા ફરવાની તૈયારી કરતો હતો એટલામાં તેનાં કાને કોઇ વાતચીત કરતું હોય તેવો મધુર સ્વર સંભળાયો જે બાજુથી સ્વર આવ્યો તે તરફ હિંમતથી ગયો. અને જોયું તો બે તરૂણ સ્રીને જોઈ. તરૂણ સ્રીઓને જોઇને વીચારવા લાગ્યો શું આતે હું સ્વપ્નમાં છું કે, જાગૃત અવસ્થામાં છું.

શું બ્રહ્મદેવે આવું પણ રત્ન ઘડયું હશે. યા નંદનવનની પરીઓ આ નીર્જન સ્થળમાં નૃત્ય કરવા આવી હશે. લાવલાવ પુછી તો જોઉં, આમ વીચાર કરી તે સુન્દરીઓની પાસે જઇ પુછવા લાગ્યો.

અહો સ્વર્ગની દેવિઓ ઇંદ્રની અપ્છરાઓ, સભાને સન્યા ચમાડનાર સુન્દરીઓ આપ કોણ છો. ?

હું આ પાસેની નગરીનાં નગરશેઠ સોમદત્તની પુત્રી કૃષ્ણાવતી છું. અને મારી સાથે આ મારી બેનપણી છે. સુંદરી બોલી.

"તે તો ઠીક પણ આપ પરણેલા છો કે કુંવારા છો." ચંદ્રસેને પુછયું

નહિ. મને મારાં પીતા ઘણું કહે છે પણ હું મારા લગ્ન કરવાની કબુલાત આપતી નથી.

ચન્દ્રસેન:–તેનું શું કારણ ?

કૃષ્ણાવતિ–કારણ માત્ર એજ કે મારી અમુક શરતોનો કોલ કરાર કરી આપે તેને મારાં પતિ તરીકે પસંદ કરીશ.

અને કદાચીત હુંજ તમારી શરત કબુલ કરૂં તો મને ભાગ્યશાળી કરો ખરાં કે ? રાજકુંવરે કહ્યું;

કૃષ્ણાવતી–હા, પણ......

ચન્દ્રસેન—બસ બસ એ પણ બણ જવાદો હવે મને બસ હા એટલોજ શબ્દ કહી આનંદ પમાડો આપ ના કહિને આ બળતાં જીગરને નીરાશ કરશો તો પ્રાણ પણ અર્પણ કરીશ બસ હવે તો,

" વહાલું મુજને વિશ્વમાં, તુજ વિના નહિ કોય. "

" પ્રાણ તણી પરવા નથી, (કહો) એથી અધીક શું હોય. "

કૃષ્ણાવતિ—તો ખુશીથી હું તમારી સાથે લગ્ન કરીશ પણ મારી કબુલાતનો તમારે દસ્તાવેજ કરી આપવો પડશે.

ચન્દ્રશેન—કહો ત્યારે આપની શરત શું છે તે મને જણાવો.

કૃષ્ણાવતી—લ્યો સાંભળો ત્યારે. તમારી સાથે લગ્ન થયાં બાદ હમેશાં સુર્ય ઉદય થયાથી તે સુર્ય અસ્ત થતાં સુધી તમારે ત્યાં રહું તે પછી બાકીનો વખત મારે ઘેર ગાળું.

ચંન્દ્રશેનઃ—અરે ! આતો દુનીયાંના વ્યહવારથી પણ વિચીત્ર અને નીરાળો રંગઢંગ બતાવો છો. પણ તમારાં નીશ્ચય આગળ લાચાર છું તમોને એ મુજબનો દસ્તાવેજ કરી આપીશ.

આ મુજબ વાત ચીત થયાં પછી રાત્રી ઘણી ગઇ હોવાથી. બન્ને પ્રેમીઓ જુદાં પડયાં અને પોતપોતાને સ્થાનકે સીધાવ્યાં.

બીજેજ દિવસે ચંન્દ્રશેને કેહેવા મુજંબ શરતનો દસ્તાવેજ કરી આપ્યો.

અને ત્યાર બાદ બન્ને પ્રેમીઓનાં વડીલોની અવાર નવાર સંમતી લઇ બડી ધામ ધુમથી એક અઠવાડીઆ બાદ લગન કરવામાં આવ્યા.

ચંન્દ્રશેને લગભગ ૧ એક માસ સુધી કરેલો કોલકરાર.

પાળ્યો. પરંતુ હવે તે કંટાળ્યો હતો. અને એવી શરત કરવાનો ગુપ્ત હેતુ શો છે. તે તપાસવાંનાં વિચારમાં દીનપર દીન ગળાતો ગયો.

આજે શરદ પુર્ણીમા હતી. ચંન્દ્રશેને કૃષ્ણાકુમારીને કહ્યું મારી વ્હાલી પ્રીયા આજે તો હું ખાશ આગ્રહ કરીને કહું છું કે, આજની રળીયામણી રાત્રી તો અત્રે ગુજારો, અને આ તપેલાં હૃયને શીતળ ચંદ્રોદયનાં કીરણમાં શજોડે મહાલવા દઇ શાંન્તી આપો, કેમ જવાબ આપતાં નથી. શું વિચારમાં પડી ગયાં છો. શું મારો આ વીચાર તમોને અયોગ્ય લાગે છે. જો અયોગ્ય લાગતો હોય તોપણ તમારે અંગીકાર કરવો એ તારા જેવી શાહણી પ્રીયાનો ધર્મ છે? સમજ્યાં. તો આશા રાખું છું કે મારી શુશીલ પ્રીયા મારાં ઉપર કૃપા કરી, આજે તું મારૂં કહેવું માન્ય કરશે.

કૃષ્ણાકુમારી ચંન્દ્રશેન તરફ તીરસ્કાર ભરી દષ્ટીએ જોતી બોલી,

વાહ તમારાં કરેલાં દસ્તાવેજ ઉપર તો ધ્યાન આપો, હું કદી પણ તમારી એ વાતનો અંગીકાર કરીશ નહિ.

હા. બીજી કોઇ આજ્ઞા હશેતો તે મુજબ વર્તીશ પરંતું રાત વાશો તો મારાથી અહીં થઇ શકશે નહિંજ. માટે ફરીથી એ બાબત માટે વધુ કાંઇ કહેશો પણ નહિંજ.

ચંન્દ્રશેનઃ—એ શું પ્રેમની રીત કહેવાય કે પતીને ઘેર. દીવસે રહિ રાત વાશો પીતા ઘરે કરનારી, ઉતમ નારી એવી હશે ખરી કે?

કૃષ્ણાકુમારી હશે યા ન હશે તેની મને પરવા નથી તમે તમારે તમારો કરેલો દસ્તાવેજ અને તેમાં તેની શરત મુજબ વર્તો, જ્યારે

રાતવાશો અંહી રાખવી હતી. તો શરત શા માટે કરી દસ્તાવેજ કેમ લખી આપ્યો. ? આમ બોલતી મહાક્રોધ પુર્ણ દષ્ટીએ ચંન્દ્રશેન તરફ નીહાળતી પોતાની દાશીને લઇ વીજળીક વેગે ચાલતી થઇ. આ વખતે દીવાબતીનો વખત થવાં આવ્યો હતો ચંદ્રશેનનાં અવાશે ઝગઝગાટ રોશની થઇ ચુકી હતી. પરંતુ આજે ચંન્દ્રશેનના મુખ ઉપરનો ઝગઝગાટ ઉડી ગયો હતો તેનું મોઢું આજે ફીકું પડી ગયલું હતું. તે વારંવાર નિસાસા નાંખતો. વિચાર સાગરે તણાતો શોક પુર્ણમુદ્રાએ બેઠો હતો. સાંજનો વખત હતો, એક ભવ્ય મકાનનાં બહાર પડતાં ઝરૂખાંમાં ચંન્દ્રશેન શોક પુર્ણ મુદ્રાએ બેઠો હતો 'એટલામાં પ્રધાનપુત્ર ગુણવંતરાય આવી પહોંચ્યો. અને આવતાંજ તે બોલ્યો અહો મીત્ર નંદનવનનાં દેવેન્દ્ર સમાન સુખોપભોગનો લટાવો છતાં આજે આપ ઉદાશ કેમ જણાવો છો. આ સાંભળી ચંન્દ્રશેને કૃષ્ણકુમારી સાથે થયેલી વાતચીત કહિ સંભળાવી તે સાંભળી ગુણવંતરાય બોલ્યાં તમો પોતેજ તે વસ્તુ તમારાં હાથથી વ્હોરી લેખથી બંધાયા છો તો પછી પાછળથી પશ્ચાતાપ શા માટે કરો છો. ચંન્દ્રશેન—મીત્ર તેણીનો વિયોગ મને બહુ શાલે છે તે મનમોહિની રીશાઇ ચાલી ગઇ અને હવે કાલથી આવનાર નથી ?

ગુણવંતરાય—તો હવે તમો શું કરેવાં ધારો છો ?
ચંન્દ્રશેન—હવે મારે શું કરવું. તેની મને સુજ પડતી નથી ગુણવંત—અરે તે મસ્ત બનેલી હાથીણી યુવાવસ્થા રૂપી અંકુશ વિનાની મદમસ્ત સુન્દરી શું કરતી હશે તે કાંઇ વિચાર્યું કે !

ચંન્દ્રસેન—હા ભાઇ હા. પણ તે તમારાં વિચાર પ્રમાણે ખચ્ચીત રીતે થઇ શકે. ચાલો ત્યારે એ બાબતની તપાસ કરવાનો તમામ

અધીકાર તમોને આપું છું. તમારા શીવાય આવાં કામમાં મને બીજો મદદગાર મળવો મુશકેલ છે.

ગુણવંતરાય—હા પણ " કૃષ્ણાવતીનાં કાવત્રાં " નાં ભેદ જાણવાની તપાસમાં. હું જે કામ કરૂં તેમાં તમારા તરફથી કાંઈપણ દખલ (અડચણ) થવી ન જોઇએ. અને હું જે પ્રકારે કહું તે પ્રમાણે વર્તવું જોઇએ અને જો એમ કરવામાં ચુકશો તો એ કામમાં હું તમોને બીલકુલ મદદ કરીશ નહિ. એ પ્રમાણે સરત કબુલ કરાવીને ગુણવંતરાય કૃષ્ણાવતીના મકાન તરફ ચાલ્યો.

વાંચક મીત્ર ! તું તારી પણ નજર પેલી સ્વછંદી અને સ્વતંત્રપણે રહેનારી કૃષ્ણાવતીનાં ઘર તરફ ફેરવ.

ચારે બાજુએથી પુષ્પલતાથી વીંટાયલો એક સુન્દર મહેલ નંદનવન માફક શોભા આપતો રાત્રીનાં રમણીય આનંદમાં વધારો કરતો દીવાબતીની રોશનીઓથી પુર ભપકામાં દીપતો હતો આ મહાલય આપણી જાણીતી વાર્તાની નાયકા કૃષ્ણાકુમારીનું વિલાશ સ્થાન હતું. અત્યારે તે કોઇકની રાહ જોતી માર્ગ નીરીક્ષા કરતી ઝરૂખામાં નમણે હાથ દઇ ઉભી હતી ! એટલામાં ગુણવંતરાય છુપાતો લપાતો પુષ્પલતામાં રહિને મહેલમાં ગુસ્યો તો અજાયબ જેવું એ હતું કે ત્યાં આગળ તેને કોઇ અટકાવનાર પ્રતીહાર, દીવા દાશ, દાંશી કોઈપણ નહોતું ? આથી તેને એ અતિશય અજાયબી ઉત્પન થઇ, પછી તે ધીરે ધીરે કૃષ્ણાવતીનાં શયનસ્થાન, આગળ જઇ પહોંચ્યો !

ત્યાં આગળ અતીશય ઉત્તમ મીનાકારીનો રત્ન જડીત્ર પલંગ બીછાવેલો હતો, અને શયનગ્રહમાં ચારે બાજુએ ઉત્તમ શુશોભીત ફરનીચર, આયનાં વિગેરેથી ભરપુર હતો.

ગુણવંતરાય અંદર જઈ ચારે બાજુએ ચોકશ નજર ફેરવી પંલગ નીચે ભરાઇ બેઠો ભરાઇ બેઠાંને થોડીક વાર થઇ નહિ ને કોઇ અંદર આવતું હોય એવો તેને ભાશ થયો. અને તે ખરૂંજ પડયું કે ઝરૂખે ઉભેલી કૃષ્ણાવતી આવી ને થોડીવારમાં પલંગ ઉપર બેઠી અને તે કોઇ સાથે વાત કરતી હોય તેમ બોલી. અરે આજે પ્રાણનાથને આવતાં કેમ વાર લાગી. શું કાંઇ વીઘ્ન તો ન આવ્યું હોય કે મને અમસ્તી ટળવળાંવવાં માટેજ આવી રીતે દીન પરદીન મોડું કરતાં હશે? આમ પોતાનાંજ મન સાથે વાતો કરી રેહી હતી. એટલામાં એકાએક તેને કાને એક સુન્દર સ્વર અથડાયો તેવીજ તે હરખભરી ઉઠી અને જરૂખામાં જઈ આમતેમ જોવાં લાગી થોડીક વારમાં ત્યાં આગળ સુર્યનાં કીરણ શમાન તેજસ્વી દેવરૂપી મનુષ્ય આકાશ માર્ગથી રત્ન જડીત્ર વૈમાનમાં બેસી આવતો જણાયો. તેને જોયાંને વખત ન થયો એટલામાં તે વૈમાન ચારે દીશાને શોભાયમાન કરતું ઝરૂખા આગળ આવીને અટકયું? અને તેમાંથી પેલો દેવરૂપી મનુષ્ય ઉતર્યો કે તુરતજ કૃષ્ણાવતી તેને અતીશય પ્રેમથી આલીંગન આપી મોડું થવાનું કારણ પુછતી પલંગ ઉપર લઇ ગઈ!

પલંગ ઉપર જતાંજ તે ફરીથી બોલી. મારા વ્હાલા ચન્દ્રકેતુ હું તમારે માટે ચંન્દ્રસિંહને આમથી તેમ સમજાવી તમારી આવવાની વખતે હાજર રહું છું છતાં તમોને સ્વર્ગની સહેલ મુકી અંહી આવવાંનું ગમતું નથી કેમ?

ચન્દ્રકેતુ—અરે મારી મનોહરણી પ્રીયા તું આમ આકળી ન થા આજે હું તને એક અતી આનંદદાયક ખબર આપવા આવ્યો છું. કે જેની તું ઘણોજ વખત થયાં માંગણી કરી રહી હતી'

કૃષ્ણાવતી—એવી તો તમો શું ખબર આપવા આવ્યાં છો કે જેની હું ઘણાં વખતથી માંગણી પણ કરી રહી હતી. કહો કહો મારા પ્યારા નાથ! કહો મને અધીરીને ન તલશાવો મારા સ્વર્ગવાશી સરદાર તમારી આનંદદાયક વાત મને શંભળાવો!

આમ ઉપર મુજબ કેટલોક વખત વાર્તા વિનોદ કરી રહ્યા બાદ ચન્દ્રકેતુએ કૃષ્ણાવતીને કહ્યું કે પ્રીયા આજ કેટલોક વખત થયા તું માગણી કર્યા કરતી હતી કે એક વખત સ્વર્ગ બતાવો તો તે વખત પોશે આવી પહોંચ્યો છે આવતી કાલે ઇન્દ્ર-રાજાનાં દરબારમાં રાત્રી વખતે તેત્રીશ ક્રોડ દેવતાની સભા ભરા-વાની છે. અને ત્યાં આગળ તે ઉત્સવ વખતે પરીઓનો નૃત્ય પણ થનાર છે તો કાલે તું વ્હેલી પરવારી રહિ આ અતિ ઉત્તમ વસ્ત્રાલંકાર જે હું તને આપું છું તે પહેરી તૈયાર થઇ રહેજે કાલે વૈમાન પણ મોડું જ લાવીશ. અને અધર ન અટકાવતાં તારાં મહાલ-યની અગાશીમાં ઉતારીશ માટે તું તારી ચોકશ જોગવાઇ કરી રહિ તૈયારજ રહેજે.

આમ વાતચીત કરી મોડું થવાનાં ભયથી ચન્દ્રકેતુ જવાની રજા માંગી વૈમાન રસ્તે સ્વર્ગમાં ચાલ્યો ગયો.

રાત્રી ઘણીજ વીતી ગઇ હતી અને કાલે સ્વર્ગમાં જવાનું છે એમ જાણતી હોવાથી કૃષ્ણાવતી ચન્દ્રકેતુનાં આપેલા વસ્ત્ર અલંકાર તપાશી પલંગ નીચે મુકી. તુરતજ નીદ્રાધીન થઇ. કૃષ્ણાવતી નીદ્રાધીન થઇ કે તુરત ગુણવંતરાય પલંગ નીચેથી આસ્તે રહિ નીકળી ચંન્દ્રકેતુએ કૃષ્ણાવતીને આપેલા વસ્ત્ર અલંકાર હરી લઇ પોતાના મુકામે જઇ નીદ્રાધીન થયો?

બીજે દીવસે. ઉઠતાં સાથેજ ગુણવંતરાય શૌચાદી ક્રીયાથી પરવારી. ચંન્દ્રશીંહને ત્યાં ગયો અને ચંન્દ્રશીંહને પોતે જોયલી બીનાંથી વાકેફ કર્યો. તેમજ પોતે હરિલાવેલાં વસ્ત્ર અલંકાર તેનાં મોઢાં આગળ મુકી ચંન્દ્રશીંહની મુખમુદ્રા નીહાળતો ઉભો.

આ વખતે ચંન્દ્રશીંહની મુખમુદ્રા ઉપર ક્રોધ દીલગીરી આશ્ચર્યતાનાં ચીન્હ વારે ઘડીએ દેખાતા હતાં તે ઘડીએ ઘડીએ બોલી ઉઠતો કે ! આ તે શું કર્યું. ખોટું શમજાવી કોલકરારનો દસ્તાવેજ કરાવી લેનાર કાળાં કર્મ કરનારી કૃષ્ણાવતી આ તેં શુંકર્યું. ?

ગુણવંતરાય બોલ્યો. મીત્ર શાંત થા હજુ પણ ઘણું જોવાનું છે મારાં વિચાર મુજબ આજે રાતનાં સ્વર્ગની અદભુતલીલા નિહાળવા તારે આવવું પડશે. પણ તેમાં ત્યાં આગળ ગમે તેવી બીના જોવાં છતાં કાંઇ પણ ન બોલતાં ચુપજ રહેવું કારણ કે હમણાં જેવી મારી વાત શાંભળી, ક્રોધને આધીન થયાં તેમ ત્યાં થાય તો કૃષ્ણાવતીને જોતાં તો કોણ જાણે તમો શું કરો.

ચંન્દ્રસીંહ—ઠીક તમારી તે શરત મારે કબુલ છે.

આ મુજબ વાત ચીત કરી ગુણવંતરાય ચંદ્રશીંહ પાસેથી છુટા પડી પોતોને મુકામે ગયો, વાંચક મીત્ર હવે તારી નજર કૃષ્ણાવતી તરફ ફેરવ. બીજે દિવસે સૂર્ય અસ્ત થયો તે વખતે કૃષ્ણાકુમારી ચંન્દ્રકેતુનાં કહ્યા મુજબ નાહી ધોઇ તૈયાર થઇ.

ચંન્દ્રકેતુનાં સોપેલાં વસ્ત્ર અલંકાર લેવાં પોતાનાં શયન ગ્રહમાં આવી, અને પોતે મુકયાં હતાં ત્યાં આગળ શોધવા લાગી. પરંતુ અજાયબ કે ત્યાં આગળ કાંઇ જડતું નહિ. આથી તે વિચાર

વા લાગી, કે આ મારાં મકાનમાં કોઇ પણ આવી ગયું હોવું જોઇએ. નહિ તો આમ થાય નહીજ પણ વખતે ચંન્દ્રકેતુજ ભુલમાં ને ભુલમાં વૈમાનમાં બેશી પાછાં તો ન લઈ ગયાં હોય આમ વિચાર કરતી પોતાનાં સ્રંગાર ભુવનમાં આવી અને એક આયનાં શામે ઉભી રહિ. પોતાંનું રૂપ જોઇ હરખાવવાં લાગી.

જે વખતે કૃષ્ણાંકુમારી પોતાંનું રૂપ જોઈ હરખાતી હતી તે વખતે ચંન્દ્રશીંહ અને ગુણવંતરાય, કૃષ્ણાકુમારીનાં મહેલની અગાશીનાં ઓરડામાં લપાતાં છુપાતા ભરાઈ નીશ્ચીતપણે બેઠાં હતાં.

ચંન્દ્રશીંહ અને ગુણવંતરાયને બેઠાંને પાએક કલાક ન થયો હશે એટલામાં તો રંભાનાં રૂપને લજ્યા પમાડનાર કૃષ્ણાવતી ઉત્તમ પ્રકારનાં વસ્ત્રઅલંકાર ધારણ કરી અગાશીમાં આવી પોતાનાં વ્હાલા ચંન્દ્રકેતુની રાહ જોતી ઉભી.

ગત દીવશ રાફકજ ચારે દીશાઓને સોભાયમાન કરતું મોટું વિસ્તારવાળું અતી શુશોભીત વૈમાન આવતું દેખાવા લાગ્યું આ વખતે કૃષ્ણા કુમારી અતીશય હર્ષઘેલી બની એકી નજરે પોતાના વ્હાલાં પ્રેમીની રાહ જોતી એકી નજરે વૈમાન તરફ જોઈ રહી હતી. થોડીજવારમાં ધું. ધું. અવાજ કરતું વૈમાન અગાશીમાં આવી પહોંચ્યું તેવોજ અન્દરથી ચંન્દ્રકેતુ અતિ ઉત્તમ પ્રકારનાં પોષાકથી શજ થઇ બહાર નિકળ્યો પહેલાંતો કૃષ્ણાવતી ભુલી કે આ ચંન્દ્રકેતુ નહિં પણ ખુદ ઇન્દ્રરાજા હોવા જોઇએ કારણકે ગઇ કાલ કરતાં આજે તેનાં પોષાકમાં ઘણોજ ફેર ફાર થયલો હતો પણ ચંન્દ્રકેતુ

નાં સ્વર ઉપરથી તુરતજ તેને યાદ આવ્યું કે પોતાનો વ્હાલો ચંન્દ્રકેતુ જાતેજ હતો ત્યારબાદ તે બન્ને જણા વાતો કરતાં નીચે ઉતર્યા.

આ લોકો નીચે ઉતર્યાં કે તુરતજ અગાસીની પાસેનાં ઓરડામાં છુપાયેલા ચન્દ્ર કેતુ તથા ગુણુવંતરાય બહાર નીકળ્યાં અને તે તુરતજ વૈમાનની અંદર પડદા પાછળ ભરાઇ બેઠાં છુપાયાને બીલકુલ વખત ન થયો હશે એટલામાં તો પાછાં ચન્દ્રકેતુ અને કૃષ્ણાકુમારી એક એકનો હસ્ત પકડી વૈમાનમાં આવી બેઠા. તેવુંજ દૈવી વીમાન ધું. ધું. અવાજ કરતું સ્વર્ગમાં ગમન કરવા લાગ્યું. અને તેઓને લઇ નીમીષ માત્રમાં સ્વર્ગમાં આવી પહોંચ્યું. કે તેઓએ એક અતી વૃક્ષ ઘટામાં આસ્તે રહી ઉતાર્યું. અને વૈમાન ત્યાંજ પડતું મુકી બંને જણાઓ ઇંદ્રરાજાના દરબારમાં જવાને નીકળ્યાં કૃષ્ણકુમારી અને ચન્દ્રકેતુ થોડેક દુર ન ગયાં હશે એટલામાં ગુણુવંતરાય અને ચન્દ્રકેતુ વૈમાનનાં પડદા પાછળથી બહાર નીકળી તેઓની પાછળ પાછળ જવા લાગ્યાં.અને તેઓ ધીરે ધીરે કંચનમય ભોમી નીહાળતાં ઇંદ્રનાં દરબારમાં જઇ પહોંચ્યાં. અપૂર્ણ.

વાંચકો ! ઇંદ્રનાં દરબારમાં શું થયું તે જાણવાને અધીરા થશો નહિ તે બીજા ભાગમાં થોડા વખતમાં બહાર પડશે.



# જાહેર ખબર.

## શા. નાગરદાસ ભગવાનદાસ બુકસેલર.

અમારે ત્યાં બધી જાતનાં પુસ્તકો વેચાય છે. જેવાં કે ધર્મનાં, વેદાન્તનાં નોવેલોનાં જાદુનાં યોગનાં સાહિત્યનાં કાવ્ય ભજનનાં ઉરદુ તેમજ ગુજરાતી નાટકોનાં ગાયનોનાં ગઝલોનાં કિસ્સાઓનાં કહાણીનાં ઉપયોગી તથા બાળકોને ઉપયોગી રસીલી વાર્તાઓનાં તેમજ રમત ગમતનાં ટુચકાઓનાં વિગેરે વિગેરે નાનાં મોટાં તમામ જાતનાં પુસ્તકો અમારે ત્યાં વેચાય છે. બહારગામથી મંગાવનારે નામ ઠેકાણું ચોકસ લખવું.

અમારૂં ઠેકાણું.

શા. નાગરદાસ ભગવાનદાસ બુકસેલર.

લીમડાચોક—સુરત.

જરા ધ્યાન પૂર્વક વાંચો ! ! !




નિ:સંદેહ "વિજયાવટી" એક અલભ્ય તથા અદ્‌ભુત છે. કેમકે એ "વિજયાવટી" કોઇપણ પ્રકારનો વિર્યનો વિકાર કરે છે, અને માત્ર થોડાજ દિવસમાં શરીરમાં અખૂટ શક્તિ બુઢ્ઢાને પણ જુવાન જેવા તાકાતવાળા બનાવે છે તો જુવાનાન માટે આ દવા અમૂલ્ય રત્ન રૂપ યા દૈવી અમૃત રૂપ હોય એમાં નવાઇ શી ? ગમે તેવો કમજોર માણસ હોય તોએ શું ? ફક્ત થોડાજ દિવસ વિજયાવટી ખાવાથી શરીરમાં શક્તિની વૃદ્ધિ થઇને લાલ ગુલાબી ચમક ચમકી ઉઠશે; અને મન પ્રફુલ્લિત રહેશે. શરીરની દુર્બળતા માટે, ધાતુવિકાર માટે, પ્રમેહાદિને માટે, સાંધામાં થતા દુખાવાને માટે, ચકકરને માટે, સંતાનને માટે, ભોજનમાં થતી અરૂચિને માટે, સ્હેજ મહેનત કરતામાં થતી હાંફને માટે અને શરીરની ઉષ્ણતાને માટે. જો. દવા ખાઇ ખાઇને કંટાળ્યા હો તો ખાત્રી પૂર્વક અમારી ખાસ ભલામણ છે કે એક વાર અમારી "વિજયાવટી" ખાજો ! ખરે ખરૂંજ માનજો કે વિજયાવટી વિના તમે તમારો વિજય કદાપિ કરી શકશો નહિ. કિં. ૩૦ ગોળીની ડબ્બી એકનો રૂા. ૧।

શ્રી "વિજય" કાર્યાલય.

દેસાઇપોળ—સુરત.